॥ ॐ ॥

# नारेश्वर माहात्म्यम्



છપાવી પ્રસિદ્ધ કરનાર:—

રામસિંહ પહાડસિંહ પટેલ

ગામ–સાયર.

વિઠ્ઠલભાઈ જાદવભાઈ પટેલ

ગામ–લીલોડ.



સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

પ્રત ૧૦૦૦

# નિવેદન.



નર્મદાને ઉત્તરતટે, કોરલથી ઉંચાણુ તરફ લગભગ બે ગાઉને અંતરે, ઇનામી ગામ સાયરના ઉત્તર સીમાડા પર એકાંત અરણ્યભૂમિમાં, નારેશ્વર નામે પુરાણુ પ્રસિદ્ધ મહાદેવનું સ્થાન આવેલું છે. એક પાસ અર્ધો ગાઉ દૂર નર્મદેશ્વર, બીજી તરફ સાગરેશ્વર, અને વચમાં ત્રિપુરનિહન્તા નારેશ્વર ! આજ સુધી અનેક સાધુસંતોએ અને સાંસારિક મુમુક્ષુઓએ આ પૂણ્યભૂમિનું સેવન કરી ઇહલોક પરલોકનું શ્રેય સાધી લીધું છે. ૨૫–૩૦ વરસ ઉપર થઇ ગએલા તપસ્વી હરિદાસની સ્મૃતિ હજી લોકોમાં તાજીજ છે. આવા પૂણ્યતીર્થનું માહાત્મ્ય લોકોમાં પ્રસિદ્ધ થાય તો લોકો તેનો વધારે લાભ લે એવી શુભેચ્છાથી પ્રેરિત થઇ, કેટલાક ભાવિક લોકોની વિનંતિને માન આપી આ લઘુ પુસ્તક લોકોની સેવામાં રજૂ કરવામાં આવે છે. આશા છે કે લોકો તેનો યોગ્ય લાભ ઉઠાવશે.

ગુરુપૂર્ણિમા, સં. ૧૯૮૨. —પ્રકાશકો.

॥ ॐ श्रीदत्तः प्रसन्नोऽस्तु ॥

॥ ॐ ॥

# अथ नारेश्वरमाहात्म्यप्रारंभः ।

श्रीः ॥ मार्कंडेय उवाच—

ततो गच्छेच्च राजेन्द्र +कपर्दीश्वरसंज्ञितम् ।

क्रोशार्धे नर्मदेशात्तु सर्वविघ्नविनाशनम् ॥ १ ॥

શ્રીઃ માર્કંડેય ઋષિ કહેતા હવા—

રાજાઓમાં ઇંદ્ર સમાન શ્રેષ્ઠ હે યુધિષ્ઠિર ! ત્યારપછી કપર્દીશ્વર નામના મહાદેવે જવું. સર્વ વિઘ્નોનો નાશ કરનાર એ મહાદેવ નર્મદેશ્વર (લીલોડ પાસે) થી અરધો ગાઉ દૂર છે. ૧.

स्थापितं विघ्न*राजेन शिवानुग्रहकांक्षया ।

पुरा पुरत्रयं दग्धं प्रार्थितेन पुरारिणा ॥ २ ॥

---

+ कपर्दा એટલે કોડી. મહાદેવજી કોડીઓની માળા પહેરે છે એવી કલ્પનાને અનુસાર તેમને કપર્દી કે કપર્દીશ્વર કહે છે. કોઇ ભિખારીની માફક કોડીઓનો હાર એજ જેમનો શણગાર છે, અને તેમ છતાંએ બધાના માલીક છે !

* જેવી રીતે રાજાને દેખી ચોર, બદમાસ નાસી જાય છે, તેવી રીતે ગણપતિજીને જોતાંજ વિઘ્નો દૂર નાસે છે તેથી તેમને વિઘ્નરાજ કહે છે.

એ મહાદેવની સ્થાપના શંકરનો અનુગ્રહ ( કૃપા ) મેળવવાની ઇચ્છાથી વિઘ્નરાજ ગણપતિએ કરેલી. પ્રાચીન સમયમાં દેવોની પ્રાર્થનાથી જ્યારે મહાદેવજીએ (ત્રિપુરાસુરનાં) ત્રણેય શહેરોને બાળી નાખ્યાં. ૨.

गणेशस्तत्र चागत्य तपस्तप्त्वा महन्नृप ।
तोषयित्वा महेशानं कपर्दीश्वर संज्ञितम् ॥३॥

ત્યારે હે રાજન્ ! ગણપતિજીએ ત્યાં આવી તપશ્ચર્યા કરી, અને મહાદેવજીને સંતુષ્ટ કરી બધી સિદ્ધિઓ પ્રાપ્ત કરી. ૩.

स्थापयित्वा महेशानं कपर्दीश्वरसंज्ञितम् ।
पुरविध्वंसने पश्चात्पुरारे रग्रतोऽभवत् ॥ ४ ॥

અને કપર્દીશ્વર મહાદેવની સ્થાપના કરી. ત્રિપુરદાહ (ત્રણ શહેરોનો નાશ) પછી (મહાદેવજીને પ્રસન્ન કરી સિદ્ધિઓ

---

० પુરારિ એટલે પુરોનો-નગરોનો શત્રુ મહાદેવ. જુના વખતમાં ત્રિપુરાસુર કરીને એક રાક્ષસ હતો. તેને શંકરના વરદાનથી ત્રણ શહેરો પ્રાપ્ત થયાં હતાં. તેમાં એકને લોઢાનો કોટ, એકને ચાંદીનો, અને એકને સોનાનો કોટ હતો. એ રાક્ષસ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ ત્રણેય લોકમાં કેર વર્તાવી લોકોને અત્યંત હેરાનગતિ કરતો હતો. એટલે ઇંદ્ર વગેરે દેવોએ મહાદેવજીની પ્રાર્થના કરી. તેથી મહાદેવજીએ તેનો કેર દૂર કરવા માટે પોતાના તૃતીય નેત્રમાંથી અગ્નિ પ્રગટાવી રાક્ષસના ત્રણેય શહેરનો નાશ કર્યો.

પ્રાપ્ત કરવાથી) ગણપતિજી પુરશત્રુ મહાદેવથી પણ આગળ (શ્રેષ્ઠ) ગણાવા લાગ્યા. ૪.

ततः प्रभृति विख्यातं कपर्दीश्वरमुत्तमम् ।
तत्र तीर्थे तु यः स्नात्वा चतुर्थ्यां समुपोषितः ॥५॥

ત્યારથી એ સર્વોત્તમ લિંગ કપર્દીશ્વર નામે ઓળખાવા લાગ્યું. એ તીર્થમાં ચતુર્થીને દિવસે (કૃષ્ણપક્ષની) સ્નાન કરી જે માણસ ઉપવાસ કરે છે. ૫.

पूजयेद्देवमीशानं मोदकांश्च निवेदयेत् ।
धूपदीपसमायुक्तान् भक्त्या च द्विजभोजनम् ॥६॥

અને મહાદેવની પૂજા કરી ધુપ દીપ સાથે મોદકનું નૈવેદ્ય ધરાવે છે, તથા ભક્તિથી બ્રહ્મભોજન કરાવે છે. ૬.

न विघ्नं जायते तस्य सप्त जन्मनि भारत ॥७॥

તેને હે ભરતકુળમાં ઉત્પન્ન થએલ યુધિષ્ઠિર ! સાત જન્મારામાં વિઘ્ન નડતું નથી. ૭.

तत्र तीर्थे च यत्किंचिद्दीयते नृपसत्तम ।
तदक्षयफलं सर्वं प्रतिजन्म भवेन्नृप ॥८॥

હે નૃપશ્રેષ્ઠ ! એ તીર્થમાં (સુપાત્રે) જે કંઇ દાન

કરવામાં આવે છે તે હે રાજન્ જન્મે જન્મે અક્ષય ફળ આપે છે. ૮.

कालेन कियता पार्थ लोके पापपरिप्लुते ।
प्रच्छन्नमभवल्लिङ्गं तत्रैवेश्वरलीलया ॥ ९ ॥

કેટલાક કાળ પછી, હે પૃથા ( કુંતી ) ના પુત્ર ! લોકોમાં પાપ વધી ગયું; એટલે ઇશ્વરની લીલાથી એ લિંગ ત્યાંને ત્યાંજ અદૃશ્ય થઇ ગયું. ૯.

वर्षागामयुतान्येवं व्यतीतानि युधिष्ठिर ।
जले लिनमभूल्लिङ्गं न ज्ञातं कै रपीह हि ॥१०॥

હે યુધિષ્ઠિર ! આમ હજારો વરસ વીતી ગયાં; અને લિંગ પાણીમાં અદૃશ્ય થઈ ગયું હતું તેની અહીંયાં કોઇને ખબર ન હતી. ૧૦.

पुनस्तस्मात्समुद्भूतं लोकानुग्रहकांक्षया ।
नारेश्वर इति ख्यातं बभूव धरणीतले ॥११॥

વળી પાછું લોકોનું કલ્યાણ કરવાની ઈચ્છાથી ત્યાંથી બહાર નીકળ્યું, અને નારેશ્વર નામથી જગતમાં પ્રસિદ્ધ થયું. ૧૧.

कः क्षमो जगति ज्ञातुं लीलां लीलाविहारिणः ।
दृश्यादृश्यस्वरुपस्य कामरूपस्य योगिनः ॥१२॥

( હે યુધિષ્ઠિર ) ઘડીકમાં દૃશ્ય અને ઘડીકમાં અદૃશ્ય થનાર, અને ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરી પોતાની લીલાથી વિહાર કરનાર, એ યોગીરાજની લીલાનો પાર જગતમાં કોણ પામી શકે તેમ છે? ૧૨.

**युधिष्ठिर उवाच—**

पुनः कस्मात्समुद्भुतं प्रणष्टं लिङ्ग मित्यहो ।
नारेश्वर इति ख्यातिमगमच्च पुनः कुतः ॥१३॥

યુધિષ્ઠિર બોલ્યા—અહો! અત્યંત આશ્ચર્યની વાત છે! ( હે ઋષિશ્રેષ્ઠ! એક વખત ) નષ્ટ થએલું લિંગ ફરીથી કેવી રીતે પ્રગટ થયું અને નારેશ્વર એ નામથી ફરીથી કેવી રીતે પ્રસિદ્ધિને પામ્યું? ૧૩.

कस्य वा तपसो ह्येतत्फलमुज्जृंभितं महत् ।
इति मे महदाश्चर्यं सफलं कर्तुमर्हसि ॥१४॥

આ મહાન ફળ કોની તપશ્ચર્યાના પ્રભાવથી ઉગી નીકળ્યું? મને આથી અત્યંત આશ્ચર્ય લાગે છે. માટે કૃપા કરી મારૂં એ આશ્ચર્ય સફળ કરો. ૧૪.

मा० उ०

साधु पृष्टं महाभाग लोकानां हितकृद्वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १५ ॥

**મા૦ ઉ૦** હે મહા ભાગ્યવાન્ (રાજા) ! તેં આ લોકનું કલ્યાણ કરનાર ઉત્તમ વેણ પૂછ્યું છે, જે તારા પર પ્રસન્ન થઇ લોકોનું કલ્યાણ કરવાની ઇચ્છાથી હું તને કહીશ. ૧૫.

न मया शंसितं पूर्वं कस्याप्येतत्पृथासुत ।
सावधानमतो राजन् शृणुष्वैतद्यथातथम् ॥१६॥

હે પૃથાપુત્ર ! આ વાત કોઇને પણ મેં પૂર્વે કહી નથી. તેથી હે રાજન્ ! એકાગ્ર મનથી એ કેમ બન્યું તે સાંભળ. ૧૬.

ततः कालेन महता नारोपंत इति द्विजः ।
शीलाध्ययनसंपन्न स्तपस्तेपे सुदारुणम् ॥१७॥

ત્યારપછી ઘણો કાળ વીત્યા બાદ નારોપંત નામના એક સુશીલ અને વિદ્વાન બ્રાહ્મણે (ત્યાં આગળ) ઉગ્ર તપ કર્યું. ૧૭,

 १२५७३

+शिलोञ्छवृत्तिभाग्मौनी त्रिस्नानी जपवाञ्छुचिः ।
*कृच्छ्रचान्द्रायणपरो ब्रह्मचारिव्रते स्थितः ॥ १८ ॥

એ પવિત્ર બ્રાહ્મણ સલો કરી પોતાનો ઉદર નિર્વાહ ચલાવતો, ત્રિકાળ સ્નાન કરી મૌન ધારણ કરી જપ કરતો, અને બ્રહ્મચર્યમાં સ્થિર થઇ કૃચ્છ્રચાંદ્રાયણ વ્રતમાં મંડ્યો રહેતો. ૧૮.

गाणपत्यो महाशैवः पञ्चाक्षरमुखः सदा ।
कण्ठमग्नं जले स्थित्वा ध्यायञ्छिवमनुत्तमम् ॥ १९ ॥

એ ગણપતિનો ભક્ત અને શિવનો મહાન ઉપાસક

---

+ ખેતરમાંથી ખેતરનો ધણી બધું અનાજ ઘેર લઇ જાય ત્યાર પછી, ખેતરમાં કોઇની માલિકીના નહિ એવા નહિ જેવા જે કણ ખૂણેખાંચરે પડી રહ્યા હોય, તે વીણી લાવી તેના પર પોતાનું ગુજરાન ચલાવવું તેને સલો કરવો (**शिलोञ्छवृत्ति**) કહે છે.

* શુકલપક્ષની પ્રતિપદાએ આરંભ કરી પડવાને દિવસે એક, બીજે બે, એમ ચંદ્રની ગતિ પ્રમાણે પૂનમ સુધી રોજ ચઢતો એક એક કોળીયો લેવો, અને કૃષ્ણપક્ષમાં પડવે ચૌદ, બીજે તેર એમ રોજ એક એક કોળીયો ઉતારતા જવું અને અમાવાસ્યાએ કંઇ ન ખાવું, તેને ચાંદ્રાયણ વ્રત કહે છે. આ વ્રત ઘણું કઠણ હોવાથી એને કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કહે છે. કોળીયો મોટા આમળાથી વધારે મોટો લેવાની મના છે.

મુખથી હરહંમેશ **નમઃ શિવાય** એ પંચાક્ષરી મંત્રનો ઉચ્ચાર કર્યાં કરતો અને ગળા જેટલા પાણીમાં ઉભો રહી સર્વોત્તમ શિવનું ધ્યાન ધરતો. ૧૯.

एवं सुतपतस्तस्य नारोपंतस्य धीमतः ।
चतुर्विंशतिरब्दानां व्यतीता सुमहात्मनः ॥ २० ॥

આમ દારૂણ તપ કરતાં એ બુદ્ધિશાળી મહાત્મા નારોપંતનાં ચોવીસ વરસ વીતી ગયાં. ૨૦.

सुप्रसन्नो भवच्छर्वो दृष्ट्वा तत्तप उत्तमम् ।
दर्शयामास चात्मानं स्वप्ने तं +द्विजपुङ्गवम् ॥ २१ ॥

એ ઉત્તમ તપ જોઇ મહાદેવજી અત્યંત પ્રસન્ન થયા અને એ દ્વિજશ્રેષ્ઠને ( બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ) સમણામાં દર્શન દીધાં. ૨૧.

उवाचानंदसान्द्रं तं साधु साधु द्विजोत्तम ।
संतुष्टोऽहं त्वया ब्रह्मन् ब्रुहि किं करवाणि ते ॥२२॥

---

+ જનોઇના સંસ્કાર પછી માણસ દ્વિજ કહેવાય છે. જનોઇનો સંસ્કાર એ એનો બીજો જન્મ ગણાય છે. માતાના ઉદરમાંથી જન્મે એ પ્રથમ જન્મ. દ્વિજત્વ પ્રાપ્ત કર્યા પછી એને વેદાધ્યયનનો અધિકાર પ્રાપ્ત થાય છે.

અને આનંદમાં તરબોળ થએલા તેને કહેવા લાગ્યા કે હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! ભલે! ખુબ કર્યું!! હે ભુદેવ, હું તારા પર સંતુષ્ટ થયો છું. બોલ, તારે માટે હું શું કરૂં? ૨૨.

शर्वोऽहं समनुप्राप्तो वरं वरय चेप्सितम् ।
उत्तिष्ठोत्तिष्ठ भो ब्रह्मन् जहि निद्रां तमोमयीम् ॥२३॥

હું સાક્ષાત્ શંકર (તારી પાસે) આવી પહોંચ્યો છું. માટે ઇચ્છામાં આવે તે વરદાન માગી લે. હે બ્રાહ્મણ! ઉઠ, ઉભો થા. આ તમો ગુણી નિંદ્રાનો ત્યાગ કર. ૨૩.

ना० उ०—

यदि देव प्रसन्नोऽसि अनुग्राह्यो ह्यहं यदि ।
वसात्र चोमया सार्धं वरदो लोकशंकरः ॥ २४॥

ના૦ ક૦—હે દેવ જો આપ (મારા પર) પ્રસન્ન થયા હો અને જો હું અનુગ્રહને લાયક હોઉં તો વરદાનથી લોકોનું કલ્યાણ કરતા આપ પાર્વતીજી સાથે અહીંયાં રહો. ૨૪.

स्थानं पुरातनं ह्येतद्भाति स्वर्गोपमं मम ।
त्वं चेद्वससि देवात्र कृतकृत्यो भवामि ह ॥२५॥

કારણ કે આ પુરાતન સ્થાન મને સ્વર્ગસમાન ભાસે

છે. માટે હે દેવ! આપ જો અહીયાં નિવાસ કરો તો હું કૃતકૃત્ય થાઉં. ૨૫.

मा० उ०—

शृणु *विप्र पुरावृत्तमितिहासं ह्यनुत्तमम् ।
पुराऽहं विघ्नराजेन स्थापितो ह्यवसं चिरम् ॥२६॥
स्थानेऽत्र रम्ये स्वर्गाभे लोके पापपरिप्लुते ।
ततोऽहं लीलया मग्नो बभूव जलसंकटे ॥२७॥

**મા૦ ઉ૦**—હે વિપ્ર! જૂના વખતમાં બનેલો એક ઉત્તમ ઇતિહાસ સાંભળ. પહેલાં ગણપતિએ મારી અહીયાં સ્થાપના કરી હતી, અને આ રમ્ય તથા સ્વર્ગ સમાન શોભાયમાન સ્થાનમાં હું લાંબો વખત રહ્યો હતો. ત્યાર પછી (કાળાંતરે) લોકોમાં પાપ ખૂબ વધી ગયું. એટલે હું મારી લીલાથી ઉંડા જળમાં સમાઇ ગયો. ૨૬-૨૭.

इदानीं त्वत्प्रसादाय पुनर्वत्स्यामि भूतले ।
लिङ्गं चैतद्भवेन्नाम्ना तव ख्यातं महीतले ॥२८॥

(હે બ્રાહ્મણ) હવે પાછો તારા પર પ્રસન્ન થઇ હું

* વિદ્યા ભણેલો બ્રાહ્મણજ વિપ્ર નામથી ઓળખાય છે. વિદ્યા વગર એ શૂદ્ર સમાન છે.

ફરીથી આ ભૂમિ પર નિવાસ કરીશ; અને આ લિંગ પૃથ્વી પર તારા નામથી પ્રસિદ્ધ થશે. ૨૮.

मा० उ०—

इत्युक्त्वाऽन्तर्दधे शर्वो ब्राह्मणो भ्रान्तदृष्टिरित् ।
त्यक्त्वा शयनमुत्थाय पश्चाद्धावन्नदींगतः ॥२९॥

મા૦ ઉ૦—એમ કહી મહાદેવજી અદૃશ્ય થઇ ગયા, અને બ્રાહ્મણ આભો બની (આંખો ચોળતો ચોળતો) પથારીનો ત્યાગ કરી તેમની પાછળ દોડતો દોડતોનદી તરફ ગયો. ૨૯.

तत्रापश्यत्स्थितं पार्थ लिङ्गं सौवर्णमुत्तमम् ।
स्थापितं पूजितं चैव +मनः पुष्पै रनेकधा ॥३०॥

---

+ સ્થૂલ પૂજા કરતાં માનસ પૂજાનું મહત્વ વધારે છે; અને એ શીઘ્ર ફળ આપે છે. મહાત્માઓ ઘણું ખરૂં માનસ પૂજાજ કરે છે. માનસ પૂજાનાં માનસ પુષ્પો આ છેઃ—

**अहिंसा प्रथमं पुष्पं पुष्पमिन्द्रियनिग्रहः ।**
**तृतीयं च दयापुष्पं क्षमापुष्पं चतुर्थकम् ॥ ३५ ॥**
**ध्यानपुष्पं तपःपुष्पं ज्ञानपुष्पं च सप्तकम् ।**
**सत्यं चैवाष्टमं पुष्पं एभिस्तुष्यन्ति देवताः ॥ ३६ ॥**

**नर्मदाखण्ड अ. ७. श्लो० ३५-३६.**

અર્થઃ-અહિંસા પ્રથમ પુષ્પ છે, ઇંદ્રિય નિગ્રહ બીજું, દયા ત્રીજું, ક્ષમા ચોથું, ધ્યાન પાંચમું, તપ છઠ્ઠું, જ્ઞાન સાતમું, અને સત્ય આઠમું. દેવતાઓ આ પુષ્પથીજ સંતુષ્ટ થાય છે.

નર્મદાખંડ અ. ૭. શ્લો. ૩૫-૩૬

હે પાર્થ ! ત્યાં જઇને જુવે છે તો તેણે એક સોનાના જેવું ચળકતું ઉત્તમ લિંગ જોયું. તેણે તેની પ્રતિષ્ઠા કરી અને માનસિક પુષ્પોથી અનેક રીતે તેનું પૂજન કર્યું. ૩૦.

आपो नारा इति प्रोक्ता स्तत्र मग्नं यतःपुरा ।

नारोपंतेन चोद्धृत्य स्थापितं तेन हेतुना ॥३१॥

(સંસ્કૃતમાં) નારનો અર્થ પાણી થાય છે. જેથી પહેલાં એ પાણીમાં ડુબી ગએલું, અને જેથી નારોપંતે ત્યાંથી કાઢી એની (ફરીથી) સ્થાપના કરી, તે કારણથી ૩૧.

नारेश्वर इति ख्यातिमगमत्कुरुनंदन ॥३२॥

હે કુરૂ કુળને આનંદ આપનાર યુધિષ્ઠિર ! એ નારેશ્વર નામે પ્રખ્યાત થયું. ૩૨.

नारं जीवसमूहः स्यात् तस्येश्वर इति प्रभो ।

नारेश्वर इति ख्यातः शर्वोऽत्र ह्युमया सह ॥३३॥

વળી 'નાર' નો અર્થ જીવોનો સમૂહ, એવો પણ થઇ શકે. હે રાજન્ એ જીવ સમૂહનો ઈશ્વર (અંતર્યામી પણે પ્રેરક) હોવાથી પણ અહીંયાં પાર્વતી સાથે મહાદેવ નારેશ્વર નામે પ્રસિદ્ધ થયા. ૩૩.

रजकेन यथा धौतमंशुकं निर्मलं भवेत् ।

तथा नैर्मल्यमापद्येत्स्नातोऽत्र शुभवासरे ॥३४॥

જેવી રીતે ધોબીએ ધોએલું વસ્ત્ર નિર્મળ થાય છે, તેવી રીતે (સોમ, ગુરૂ વગેરે) શુભ દિવસે અહીંયાં સ્નાન કરનાર માણસનો મેલ (પાપ) ધોવાઈ જાય છે. ૩૪.

ब्रह्मचर्येण संपूज्य भक्त्या नारेश्वरं विभुम् ।

अर्कमंदारधत्तुरबिल्वपत्रादिकेन यो ॥३५॥

समाहितमना मौनी सत्यशौचसमन्वितः ।

गणमुख्यो भवेन्नूनं शिवस्याकल्पमंतिके ॥३६॥

અને બ્રહ્મચર્યથી, ભકિતપૂર્વક, એકાગ્ર મનથી, મૌન ધારણ કરી, અને સત્ય શૌચ (શરીર અને મનની પવિત્રતા) થી યુકત થઇ આકડાનાં ફુલ, મંદાર, ધંતુરાનાં ફુલ, બીલી વગેરેથી નારેશ્વરનું વિધિપૂર્વક પૂજન કરે છે, તે ગણોમાં મુખ્ય થઇને કલ્પ (પ્રલય) સુધી મહાદેવજીની સમીપ રહે છે. ૩૫. ૩૬.

केचित्फलाशनाः पूर्वमिह केचिद्दलाशनाः ।

केचिज्जलानिलाहारा इह सिद्धिं परां गताः ॥३७॥

અહીંયાં પૂર્વે કેટલાક ફલાહાર કરીને, કેટલાક ઝાડનાં પાંદડાં ખાઇને, કેટલાક માત્ર જળ, અને કેટલાક વાયુભક્ષણ કરીને પરમ સિદ્ધિને પ્રાપ્ત થયા છે. ૩૭,

योगपट्टाजिनं वासः कंबलं च कमंडलुम् ।

दत्त्वेह श्रद्धया पार्थ स्वर्गलोके महीयते ॥३८॥

હે પાર્થ ! જે માણુસ અહીયાં શ્રદ્ધાથી ચોગપટ્ટ, મૃગચર્મ, વસ્ત્ર, કામળ, અને કમંડલુનું દાન કરે છે, તે સ્વર્ગલોકમાં માન પામે છે. ૩૮.

पादुकोपानहौ छत्रं फलानि विविधानि च ।

नारेश्वरे नरो दत्त्वा स भवेद्वै शिवप्रियः ॥३९॥

આ નારેશ્વર ક્ષેત્રમાં જે માણુસ પાદુકા, જોડા, છત્રી અને અનેક પ્રકારના ફળનું દાન કરે છે, તે શિવને પ્રિય થાય છે. ૩૯.

विद्यादानं च यः कुर्यादिहतीर्थे युधिष्ठिर ।
श्रुतिस्मृति पुराणादि विधिवच्छ्रवणार्थिने ॥४०॥

હે યુધિષ્ઠિર ! આ તીર્થમાં જે કોઇ શ્રવણ કરવાની ઇચ્છાવાળાને વિધિ પ્રમાણે શ્રૃતિ, સ્મૃતિ, પુરાણ વગેરેનું શ્રવણ કરાવે છે. ૪૦.

भवे भवे भवेत्सोऽत्र विद्यावान् विपुले कुले ।
न पराभवमाप्नोति विवेकी कुत्रचिन्नरः ॥४१॥

તે જન્મો જન્મ આ દુનીયામાં વિદ્વાન થઇને મોટા કૂળમાં જન્મે છે અને એ વિવેકી માણસનો કોઇપણ ઠેકાણે પરાજય થતો નથી. ૪૧.

विद्यादानसमं किंचिन्न पश्यामि युधिष्ठिर ।
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥४२॥

કારણકે હે યુધિષ્ઠિર ! વિદ્યાદાનની બરોબરી કરે એવું હુ બીજું કોઇપણ દાન જોતો નથી. અન્નથી ક્ષણમાત્ર

તૃપ્તિ થાય છે; પણ વિદ્યાના પ્રભાવથી તો આખી જીંદગી સુધી તૃપ્તિ રહે છે. ૪૨.

सर्वेषामन्यदानानां द्वित्रिजन्मैकगं फलम् ।

सरस्वतीप्रदानस्य सप्तजन्मानुगं फलम् ॥४३॥

બીજા બધાં દાનોનું ફળ (બહુતો) બે ત્રણ જન્મ સુધી પહોંચે છે; પણ સરસ્વતી (વિદ્યા) ના દાનનું ફળ સાત જન્મારા સુધી પહોંચે છે. ૪૩.

अत्र नारेश्वरे तीर्थे यः स्नात्वा पूजयेच्छिवम् ।

सर्वपापविनिमुर्क्तो रुद्रलोकं स गच्छति ॥४४॥

આ નારેશ્વર તીર્થમાં સ્નાન કરી જે માણસ (શ્રદ્ધા ભક્તિથી) શંકરનુ પૂજન કરે છે, તે સર્વ પાપથી મુકત થઇ રૂદ્રલોકમાં જાય છે. ૪૪.

अपुत्रो लभते पुत्रमधनो धनमाप्नुयात् ।

कन्या प्राप्नोति भर्तारं सौभाग्यं च पतिव्रया ॥४६॥

પુત્રહીનને પુત્ર મળે છે, નિર્ધનને ધન મળે છે,

કુવારિકાને (યોગ્ય) પતિ મળે છે, અને પતિવૃતાને અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે. ૪૫.

विद्यार्थी लभते विद्यां मोक्षार्थी मोक्षमाप्नुयात् ।
य इच्छेत्तत्र यं कामं निश्चितं तं लभेन्नरः ॥ ४६ ॥

વિદ્યાથીને વિદ્યા પ્રાપ્ત થાય છે. ને મુમુક્ષુને મોક્ષ મોક્ષ મળે છે; એમ જે માણસ ત્યાં જેજે ઇચ્છા કરે છે, તે તે નિશ્ચયપૂર્વક તેને મળે છે. ૪૬.

श्राद्धं कृत्वा विधानेन पितृणां तृप्तिमावहेत् ।
अन्नोदकप्रदानाच्च ब्राह्मणादिषु भारत ॥४७॥
मार्गशीर्षे चतुर्दश्यां वैशाखे श्रावणेऽपिवा ।
पौर्णिमायां विशेषेण नरस्तरति दुर्गतिम् ॥४८॥

વિધિપૂર્વક શ્રાદ્ધ કરવાથી પિતૃઓ તૃપ્ત થાયછે. વળી હે ભારત ! માગશર સુદ ચૌદશે, અથવા વૈશાખ કે શ્રાવણ માસની કોઈ શુભ તિથિએ, અને ખાસ કરીને પૂનમે બ્રાહ્મણાદિને અન્નજળનું દાન આપવાથી માણસ દુર્ગતિને તરી જાય છે. ૪૭. ૪૮.

अन्नवस्त्रादि यद्द्रव्यं पात्रेदेयं विजानता ।
अपात्रे विदुषा किंचिन्नदेयं श्रेय इच्छता ॥४९॥

અન્ન, વસ્ત્ર, વગેરે જે કંઇ દ્રવ્યનું દાન કરવું હોય તે ડાહ્યા માણસને પાત્ર જોઈને કરવું; કલ્યાણની ઇચ્છા રાખનાર સમજુ માણસે કુપાત્રને કંઇપણ આપવું નહિ. ૪૯.

यज्ञकुंडे हुतं द्रव्यं ह्यल्पमप्यमृतायते ।
चिताभस्मे हुतं तत्तु दुर्गन्धपूरकं वृथा ॥५०॥

કેમકે, યજ્ઞકુંડમાં હોમેલું થોડું પણ દ્રવ્ય (ઘી, તલ વગેરે) અમૃત સમાન (અક્ષય) ફળ આપે છે; જ્યારે તેજ જો મુડદું બળતું હોય ત્યાં જઈને હોમવામાં આવે તો (તે વધારે હોય તો પણ) નકામી દુર્ગંધ માત્ર વધારે છે. ૫૦

इति ते सर्वमाख्यातं यत्पृष्टं मे त्वयाऽनघ ।
नारेश्वरसमुत्पत्तिं माहात्म्यं चापि दुर्लभम् ॥५१॥

હે પાપરહિત યુધિષ્ઠિર! આ પ્રમાણે તેં મને જે પૂછ્યું —નારેશ્વરની ઉત્પત્તિ અને તેનું દુર્લભ માહાત્મ્ય પણ તે બધું મેં તને કહી સંભળાવ્યું. ૫૧.

य इदं वाचयेद्भक्त्या शृणुयाद्वाऽपि संयतः ।
श्रावयेच्छ्रोतुकामानां स गच्छेत्परमं पदम् ॥५२॥

જે કોઇ આને ભક્તિપૂર્વક વાંચે છે, અથવ સંયમથી શ્રવણ કરે છે, અથવા સાંભળવાની ઇચ્છા હોય તેમને સંભળાવે છે, તે પરમપદને પામે છે. ૫૨.

इति श्रीवायुपुराणांतर्गतनर्मदाखण्डांतर्गतकपर्दीश्वरमाहात्म्यानुरोधेन पाण्डुरंगब्रह्मचारिणा संशोधितं
नारेश्वर माहात्म्यं संपूर्णम्

॥ ઇતિ શ્રી નારેશ્વર માહાત્મ્યં સંપૂર્ણમ્ ॥

# नारेश्वरस्तोत्रम् ।

श्रीः ॥ जगत्त्रस्तं दृष्ट्वा त्रिपुरपतिना पूर्वमखिलं
स्तुतः स्तोत्रै र्दिव्यै र्विबुधनिवहैस्तत्प्रहणने ।
विधायालं रौद्रं वपुरनलदीप्त्या तमदहन्
नराणामीशं तं प्रणमत नरो जन्मक्षतये ॥१॥

[૧]મનુજો ! જન્મમરણમાંથી છુટવું છે તમારે ? પગે લાગો લાંબા થઇ તે મનુષ્યોના ઇશ નારેશ્વરને; અત્યંત રૌદ્ર[૨] રૂપ ધારણ કરી બાળી નાંખ્યો જેણે પોતાની (તૃતીય-નેત્રની) અગ્નિજવાળાથી તે ( દુષ્ટદાનવ ) ત્રિપુરાસુરને—એના ત્રાસથી જગત બધું ત્રાસેલું જોઇ પૂર્વે દેવવૃંદોએ તેને મારી નાખવા માટે મહાદેવની પ્રાર્થના કરેલી ?

---

૧ મનુષ્યો, મનુથી જન્મેલા તે મનુજ—માનવ, મનુષ્ય.
૨ વિકરાળ, જેને જોતાંજ બંધ છૂટી જાય તેવું.

गणानां योऽधीशः सकलशुभदाताऽवनितले

तपस्तेपे घोरं घनजलकणाशी बहुसमम् ।

पुरा सिद्धिं प्राप्तो यदनुग्रहमात्रेण ह्यतुलां

तमीशं नारेशं प्रणमत नरो जन्मक्षतये ॥२॥

મનુષ્યો ! મુકત થવું છે તમારે જન્મમરણના ફેરામાંથી ? ભજો તે અંતર્યામી નારેશ્વરને જેના અનુગ્રહમાત્રથી ગણરાજ, દુનીઆમાં સકળશુભદાતા ગણપતિજી પૂર્વે સકળ સિદ્ધિને પામ્યા; મેઘ જળના કણનું ભક્ષણ કરી અનેક વર્ષ તીવ્ર તપ આચરી ! ૨.

कलेशं कालेशं धनपतिसखं ध्यानसुलभं

त्रिनेत्रं त्रातारं भवजलधितस्तं तनुजुषाम् ।

शिवं सोमं शान्तं शरणगतकामेष्टफलदं

विभुं तं नारेशं प्रणमत नरो जन्मक्षतये ॥३॥

જન્મનો નાશ કરવો છે તમારે મનુષ્યો ! પ્રણામ કરો ભકિતભાવથી તે સર્વવ્યાપી, કાળનાઈશ, કાળપર સત્તા

ચલાવનાર, [3]કુબેરના મિત્ર, ધ્યાનથી સુલભ, [4]ત્રિનયન, પ્રાણીમાત્રને સંસાર સાગરમાંથી ઉદ્ધાર કરનાર, જગતનું કલ્યાણ કરનાર, પાર્વતીજી સાથે બિરાજમાન, શાંત અને શરણાગતની કામનાઓ પૂર્ણ કરનાર નારેશ્વરને. ૩.

कपर्दीशं धीशं सुरनरतिरश्चां गतिप्रदं
नटं नानाकारं कलिमलहरं कामदहनम् ।
गुरुं गीर्वाणेशं विषयिजनदूरं त्रिपथरं
विषघ्नं नारेशं प्रणमत नरो जन्मक्षतये ॥४॥

જન્મખંડન કરવું છે તમારે માનવીઓ ? પાયે લાગો પ્રેમથી તે [5]કપર્દીશ્વર, બુદ્ધિના પ્રેરક, દેવ, મનુષ્યને પશુપક્ષ્યાદિને સદ્ગતિ આપનાર, નૃત્યકુશળ, બહુરૂપી, કલિના

---

૩. લંકામાથી રાવણે હાંકી કાઢયા પછી કુબેરે મહાદેવને પોતાના તપથી પ્રસન્ન કરી યક્ષકિન્નરોનું રાજ્ય મેળવ્યું, ને માહાદેવજીનું રોજ દર્શન થઇ શકે તે માટે કૈલાસ ને ગોંદરે આવેલા બગીચામાં નિવાસ કર્યો ત્યારથી તે મહાવદેજીના મિત્ર તરીકે ઓળખાવા લાગ્યા.

૪. મહાદેવજીને ત્રણ આંખો છે. ત્રીજી આંખ કપાળમાં છે તેમાંથી અગ્નિ ઝરે છે. સંહારના કામ વગર અન્ય પ્રસંગે એ આંખ બંધજ રહે છે.

પાપનું ખંડન કરનાર, કામદેવને ભસ્મ કરનાર, અજ્ઞાનાંધકારમાંથી તારનાર, દેવોના ઇશ, વિષયી જનથી દૂર ભાગનાર, કાલકૂટ વિષ ધારણ કરનાર, અને સંસારના ઝેરને નાબૂત કરનાર નારેશ્વરને. ૪.

वसन्तं रेवायाः पुलिनगहने पावनतमे

तमेकं दन्तीशं त्रिभुवनपतिं तारकगतिम् ।

सुराराध्यं ह्याद्यं पशुपतिमजं पूर्णविभवं

भवघ्नं नारेशं प्रणमत नरो जन्मक्षतये ॥५॥

માણસો ! જન્મથી કંટાળ્યા છો તમે ? પૂર્ણશ્રદ્ધાથી ચરણે માથું મૂકો તે નારેશ્વરના, રેવા તીરે વસે છે જે ભાઠાની (એકાંત) પવિત્ર ઝાડીમાં ! ભજો તે એક, ગણપતિના સ્વામી, ત્રિલોકના નાથ, [6]પ્રણવમંત્ર છે પામવાનું સાધન જેને અને [7]આત્મપ્રવણથી સુકર છે આરાધના જેની

---

૫ જુઓ પૃ. પાંચમું

૬ ॐ. સંસાર સાગરમાંથી તારનાર હોવાથી એને તારકમંત્ર કહે છે.

૭ આત્માભિમુખ. આત્મામાં આનંદ માનનાર તે સુર અથવા દેવ અને જે આત્મામાં ન રમતાં ઇંદ્રિયવિષયોમાં રમમાણ થાય છે તે અસુર અથવા રાક્ષસ.

તે આદિપુરૂષ, [૮]પશુપતિ, અજ (જન્મ રહિત) [૯]પૂર્ણ-વિભવ, ભવનો બેડો પાર કરનાર નારેશ્વરને ! ૫

नतार्तिघ्नं देवं प्रणतसुखदं भूतिकलितं
गिरीशं गोविन्दं गिरिवरसुतासेवितपदम् ।
खलारातिं रातिं विबुधशिवतातिं फणिपतिं
दधानं नारेशं प्रणमत नरो जन्मक्षतये ॥६॥

મનુપુત્રો ! જન્મ મરણમાંથી છુટવું છે તમારે ? કરો સાષ્ટાંગ દંડવૃત પ્રણામ તે શરણાંગતના દુઃખ દૂર કરનાર, સ્વયં પ્રકાશ, પ્રણામ કરનાને સુખ દેનાર, ભસ્મથી શોભાયમાન, પર્વતોના ઇશ, જીતેન્દ્રિય, ખલશત્રુ, દાની, જગન્મિત્ર જ્ઞાનીઓનું કલ્યાણ કરનાર, શેષનાગ ધારણ કરનાર અને પર્વતોના રાજા હિમાલયની પુત્રી પાર્વતી જેના પગ તળાંસે છે એવા નારેશ્વરને. ૬.

---

૮ પશુ એટલે માયાના પાશમાં જકડાએલો અજ્ઞાની જીવ. તેને માયાના પાશમાંથી મુક્ત કરી તેનો ઉદ્ધાર કરનાર તે પશુપતિ.

૯ જે પોતે જન્મમરણથી પૂર્ણપણે મુક્ત છે તે. પોતે પૂર્ણપણે મુક્ત છે તેજ બીજાને મુક્ત કરી શકે. **પૂર્ણવિભવ** એટલે જેના વૈભવમાં મણા નથી તે, એવો પણ અર્થ થઇ શકે.

सुरनरमुनिवृन्दैर्वन्दनीयो वनेशो[10]

दनुजकुलनिहन्ता भीतिहर्ता नराणाम् ।

सपदि शिवविधाता मोक्षदाता नतानां

स वसतु मम हार्दे कामहन्ता नियन्ता ॥७॥

દેવ, મનુષ્યો અને ઋષિવૃન્દો પણ જેને વંદન કરે છે તે જલપતિ વનરાજ, રાક્ષસકુળનો નાશ કરનાર, મનુષ્યોનો ભય દૂર કરનાર, ક્ષણમાત્રમાં કલ્યાણ કરનાર, શરણાગતને મુક્તિ આપનાર, કામને બાળનાર, અને સર્વનું નિયમન કરનાર નરપતિ નારેશ્વર મારા હૈયામાં વસો!! ૭.

यः श्लोकसप्तकमिदं पठते मनुष्यो

'रङ्ग' कृतं सकलरङ्गनिहन्तृ नृणाम् ।

भक्त्या प्रभातसमये नियतः शुचिः सन्

भुक्त्वेह सौख्यमखिलं शिवलोकमीयात् ॥८॥

---

૧૦. **वन** એટલે (૧) પાણી (૨) જંગલ. અહીંયાં બંને અર્થ અભિપ્રેત છે.

જે મનુષ્ય, સર્વસંસારિક આસક્તિ દૂર કરનાર, 'રંગ' કૃત આ સાત શ્લોક, પ્રાતઃકાળે જીતેન્દ્રિય અને પવિત્ર થઇ ભક્તિભાવથી પઢે છે તે આ લોકમાં ( જીવતાં ) સર્વ સુખ ભોગવી ( અંતે ) શિવલોકમાં જાય છે. ૮.

ઇતિ શ્રી નારેશ્વરસ્તોત્રં સંપૂર્ણમ્.

પુસ્તક મળવાનું ઠેકાણું:-

**ચીમનલાલ પુરૂષોત્તમ શાહ**

ગામ-સાયર

પોસ્ટ-પાલેજ

બી. બી. સી. આઈ. રેલ્વે.